" पञ्चांशः कर्णिकाग्रे तु निर्गमं जाडयकुम्भकम् ।
त्रिसार्द्धं कर्णिक मार्द्धं चतुर्भिः ग्रासपट्टिका ॥
कुञ्जराश्वनरा वेदा रामयुग्माशनिर्गमः ।
अन्तराल मध्यस्तेषा–मूर्ध्वाध कर्णयुग्मकम् ॥ "

કણીથી બહાર નિકળતો પાંચ ભાગનો જાડ્યકુંભ રાખવો, કેવાળથી નિકળતી સાડા ત્રણ ભાગની કણી રાખવી, કેવાળ (ગ્રાસપટ્ટી) સાડા ચાર ભાગની ગજથરથી અથવા ખુરાથી નિકળતી રાખવી । અશ્વથરથી ગજથર નિકળતો ચાર ભાગ, નરથરથી નિકળતો અશ્વથર ત્રણ ભાગ અને ખુરાથી નિકળતો નરથર બે ભાગ રાખવો । થરાની વચમા અન્તરાળ કરવો, અને અતરાળની ઉપર નીચે બે બે કણીઓ કરવી ।

जिनेश्वर माटे सात प्रासाद—

सिरिविजय महापउमो नंदावत्तो अ लच्छितिलओ अ ।
नरवेय कमलहंसो कुंजरपासाय सत्त जिणे ॥ ५ ॥

શ્રીવિજય, મહાપદ્મ, નદ્યાવર્ત્ત, લક્ષ્મીતિલક, નરેન્દ્ર, કમલહંસ અને કુજર એ સાત જાતના પ્રાસાદ જિનેશ્વરને માટે ઉત્તમ છે ॥ ૫ ॥

वहुभेया पासाया अस्संखा विस्सकम्मणा भणिया ।
तत्तो अ केसराई पणवीस भणामि मुल्लिल्ला ॥ ६ ॥

વિશ્વકર્માએ અનેક પ્રકારના પ્રાસાદોના અસખ્ય ભેદો બતાવ્યા છે, તેમાથી કેશરી આદિ પચ્ચીસ પ્રકારના પ્રાસાદોને હુ 'ફેરૂ' કહુ છુ ॥ ૬ ॥

पच्चीस प्रकारना प्रासादोना नाम—

केसरि अ सव्वभद्दो सुनंदणो नंदिसालु नंदीसो ।
तह मंदिरु सिरिवच्छो अमिअब्भवु हेमवंतो अ ॥ ७ ॥
हिमकूडु कइलासो पुहविजयो इंदनीलु महनीलो ।
भूधरु अ रयणकूडो वइडुज्जो पउमरागो अ ॥ ८ ॥

वज्जंगो मुउडुज्जलु अइरावउ रायहंसु गरुडो अ ।
वसहो अ तह य मेरु एए पणवीस पासाया ॥ ९ ॥

કેશરી, સર્વતોભદ્ર, સુનંદન, નંદિશાલ, નંદીશ, મંદિર, શ્રીવત્સ, અમૃતોદ્ભવ, હેમવંત, હિમકુટ, કૈલાશ, પૃથ્વીજય, ઇંદ્રનીલ, મહાનીલ, ભૂધર, રત્નકૂડ, વૈડૂર્ય, પદ્મરાગ, વજ્રાંક, મુકુટોજ્વલ, ઐરાવત, રાજહંસ, ગરૂડ, વૃષભ અને મેરૂ એ પચ્ચીસ જાતનાં પ્રાસાદોનાં નામ જાણવાં ॥ ૭ ॥ ૮ ॥ ૯ ॥

पच्चीस प्रासादोंनां शिखरोनी संख्या—

पण अंडयाइ सिहरे कमेण चउ वुड्ढि जा हवइ मेरु ।
मेरुपासायअंडय–संख्या इगहियसयं जाण ॥ १० ॥

પ્રથમ કેશરી નામના પ્રાસાદના શિખર ઉપર પાંચ ઇંડા [ શિખરની આસપાસ જે નાના શિખરના આકારવાળા રાખવામાં આવે છે તેને અંડક ( ઇંડા ) કહે છે, પ્રથમ કેશરી નામના પ્રાસાદમાં મુખ્ય એક શિખર અને તેની ચારે કોણમાં ચાર ઇંડા હોય છે ]। પછી અનુક્રમે ચાર ૨ ઇંડા મેરૂપ્રાસાદ સુધી વધારવામાં આવે છે, એટલે પચીસમાં મેરૂપ્રાસાદની ઉપર મુખ્ય એક શિખર અને એક સો ઇંડા હોય છે, કુલ એકસો એકની સંખ્યા છે * ॥ ૧૦ ॥

જેમકે—મુખ્ય શિખર સાથે ૧ કેશરી પ્રાસાદ ઉપર પાંચ ઇંડા, ૨ સર્વતોભદ્ર ઉપર નવ, ૩ સુનંદન ઉપર તેર, ૪ નંદિશાલ ઉપર સત્તર, ૫ નંદીશ ઉપર એકવીશ, ૬ મંદિર નામના પ્રાસાદ ઉપર પચીસ, ૭ શ્રીવત્સ ઉપર ઓગળત્રીશ, ૮ અમૃતોદ્ભવ પ્રાસાદ ઉપર તેત્રીશ, ૯ હેમંત ઉપર સાડત્રીશ, ૧૦ હેમકુટ ઉપર એકતાલીશ, ૧૧ કૈલાશ ઉપર પીસ્તાલીશ, ૧૨ પૃથ્વીજય ઉપર ઓગળ પચાસ, ૧૩ ઇંદ્રનીલ ઉપર ત્રેપન, ૧૪ મહાનીલ ઉપર સત્તાવન, ૧૫ ભૂધર ઉપર એકસઠ ૧૬ રત્નકુડ ઉપર પાંસઠ, ૧૭ વૈડૂર્ય ઉપર ઓગળ સીત્તેર, ૧૮ પદ્મરાગ ઉપર ત્યોંત્તેર, ૧૯ વજ્રાંક, ઉપર સત્યોતેર, ૨૦ મુકુટોજ્વલ ઉપર એક્યાસી, ૨૧ ઐરાવત ઉપર પચ્ચાસી, ૨૨ રાજહંસ ઉપર નેવ્યાસી, ૨૩ ગરૂડ ઉપર ત્રાણુ, ૨૪ વૃષભ ઉપર સત્તાણુ અને ૨૫ મેરૂ પ્રાસાદ ઉપર એકસો એક શિખર હોય છે।

**दीपार्णवादि शिल्पग्रन्थोमां चोवीश जिन आदिना प्रासादोनुं स्वरूप तल आदिना भेदवडे जे बताव्युं छे, तेनो सारांश आ प्रमाणे छे—**

૧–કમલભૂષણપ્રાસાદ (ઋષભજિનપ્રાસાદ)-તલ ભાગ ૩૨ । કોણ ભાગ ૩, કોણી ભાગ ૧, પ્રતિકર્ણ ભાગ ૩, કોણી ભાગ ૧, ઉપરથ ભાગ ૩, નદી ભાગ ૧, ભદ્રાર્દ્ધ ભાગ ૪=૧૬+૧૬=૩૨।

* આ પચ્ચીસ પ્રાસાદોનું સવિસ્તર સચિત્ર વર્ણન મારો અનુવાદિત ( પ્રાસાદમંડન ) ગ્રંથ જે હવે છાપવાનો છે તેમાં દેખો.

२-કામદાયક ( અજિત વલ્લભ ) પ્રાસાદ—તલ ભાગ ૧૨। કોણ ૨, પ્રતિકર્ણ ૨, ભદ્રાર્દ્ધ ૨=૬+૬=૧૨।

૩-શભવવલ્લભપ્રાસાદ—તલ ભાગ ૯। કોણ ૧॥, કોણી।, પ્રતિકર્ણ ૧, નદી।, ભદ્રાર્દ્ધ ૧॥=૪॥+૪॥=૯।

૪-અમૃતોદ્ભવ ( અભિનંદન ) પ્રાસાદ—તલ ભાગ ૯। કોણ આદિના ભાગ ઉપર પ્રમાણે જાણવા।

૫-ક્ષિતિભૂષણ ( સુમતિવલ્લભ ) પ્રાસાદ—તલ ભાગ ૧૬। કોણ ૨, પ્રતિકર્ણ ૨, ઉપરથ ૨, ભદ્રાર્દ્ધ ૨=૮+૮=૧૬।

૬-પદ્મરાગ( પદ્મપ્રભ )પ્રાસાદ—તલ ભાગ ૧૬। કોણ આદિના ભાગ ઉપર પ્રમાણે જાણવા।

૭-સુપાર્શ્વવલ્લભપ્રાસાદ—તલ ભાગ ૧૦। કોણ ૨, પ્રતિકર્ણ ૧॥, ભદ્રાર્દ્ધ ૧॥=૫+૫=૧૦

૮-ચંદ્રપ્રભ પ્રાસાદ—તલ ભાગ ૩૨। કોણ ૫, કોણી ૧, પ્રતિકર્ણ ૫, નંદી ૧, ભદ્રાર્દ્ધ ૪=૧૬+૧૬=૩૨।

૯-પુષ્પદંતપ્રાસાદ—તલ ભાગ ૧૬। કોણ ૨, પ્રતિકર્ણ ૨, ઉપરથ ૨, ભદ્રાર્દ્ધ ૨=૮+૮=૧૬।

૧૦-શીતલજિનપ્રાસાદ—તલ ભાગ ૨૪। કોણ ૪, પ્રતિકર્ણ ૩, ભદ્રાર્દ્ધ ૫=૧૨+૧૨=૨૪।

૧૧-શ્રેયાંસજિનપ્રાસાદ—તલ ભાગ ૨૪। કોણ આદિના ભાગ ઉપર પ્રમાણે જાણવા।

૧૨-વાસુપૂજ્યપ્રાસાદ—તલ ભાગ ૨૨। કોણ ૪, કોણી ૧, પ્રતિકર્ણ ૩, નંદી ૧, ભદ્રાર્દ્ધ ૨=૧૧+૧૧=૨૨।

૧૩-વિમલવલ્લભ ( વિષ્ણુવલ્લભ ) પ્રાસાદ—તલ ભાગ ૨૪। કોણ ૩, કોણી ૧, પ્રતિકર્ણ ૩, નદી ૧, ભદ્રાર્દ્ધ ૪=૧૨+૧૨=૨૪।

૧૪-અનંતજિનપ્રાસાદ—તલભાગ ૨૦। કોણ ૩, પ્રતિકર્ણ ૩, નંદી ૧, ભદ્રાર્દ્ધ ૩=૧૦+૧૦=૨૦

૧૫-ધર્મવિવર્દ્ધનપ્રાસાદ—તલ ભાગ ૨૮। કોણ ૪, કોણી ૧, પ્રતિકર્ણ ૪, નન્દી ૧, ભદ્રાર્દ્ધ ૪=૧૪+૧૪=૨૮।

૧૬-શાંતિજિનપ્રાસાદ—તલ ભાગ ૧૨। કોણ ૨, કોણી ॥, પ્રતિકર્ણ ૧॥, નદી ॥, ભદ્રાર્દ્ધ ૧॥=૬+૬=૧૨।

૧૭-કુંથુવલ્લભપ્રાસાદ—તલ ભાગ ૮। કોણ ૧, પ્રતિકર્ણ ૧, નદી ॥, ભદ્રાર્દ્ધ ૧॥=૪+૪=૮।

૧૮-અરિનાશન પ્રાસાદ—તલ ભાગ ૮। કોણ ભાગ ૨ ભદ્રાર્દ્ધ ૨=૪+૪=૮।

૧૯–મલ્લિવલ્લભ પ્રાસાદ— તલ ભાગ ૧૨ । કોણ ૨, કોણી ॥, પ્રતિકર્ણ ૧॥, નંદી ॥, ભદ્રાર્દ્ધ ૧॥=૬+૬=૧૨ ।

૨૦–મનસંતુષ્ટ ( મુનિસુવ્રત ) પ્રાસાદ—તલ ભાગ ૧૪ । કોણ ૨, પ્રતિકર્ણ ૨, ભદ્રાર્દ્ધ ૩= ૭+૭=૧૪=૧૪ ।

૨૧–નમિવલ્લભ પ્રાસાદ—તલ ભાગ ૧૬ । કોણ ૩, પ્રતિકર્ણ ૨, ભદ્રાર્દ્ધ ૩=૮+૮ =૧૬ ।

૨૨–નેમિવલ્લભ પ્રાસાદ—તલ ભાગ ૨૨ । કોણ ૨, કોણી ૧, પ્રતિકર્ણ ૨, કોણી ૧, ઉપરથ ૨, નન્દી ૧, ભદ્રાર્દ્ધ ૨=૧૧+૧૧=૨૨ ।

૨૩–પાર્શ્વ વલ્લભ પ્રાસાદ—તલ ભાગ ૨૮ । કોણ ૪, કોણી ૨, પ્રતિકર્ણ ૩, નન્દિકા ૧, ભદ્રાર્દ્ધ ૪=૧૪+૧૪=૨૮ ।

૨૪–વીરવિક્રમ ( વીરજિન ) પ્રાસાદ—તલ ભાગ ૨૪ । કોણ ૩, કોણી ૧, પ્રતિકર્ણ ૩, નન્દી ૧, ભદ્રાર્દ્ધ ૪ =૧૨+૧૨=૨૪ ।

प्रासाद संख्या—

एएहि उवज्जंती पासाया विविहसिहरमाणाओ ।
नव सहस्स छ सय सत्तर वित्थारगंथाउ ते नेया ॥ ११ ॥

અનેક પ્રકારનાં શિખરોના માન વડે નવ હજાર છ સો સિત્તેર ( ૯૬૭૦ ) પ્રકારના પ્રાસાદ બને છે । તેઓનું સવિસ્તર વર્ણન બીજા શિલ્પ ગ્રંથોથી જાણવું ॥ ૧૧ ॥

प्रासादना तलनी भाग संख्या—

चउरंसम्मि उ खित्ते अट्ठाइ दु वुड्ढि जाव बावीसा ।
भायविराडं एवं सव्वेसु वि देवभवणेसु ॥ १२ ॥

સર્વે દેવમંદિરમાં સમચોરસ મૂલ ગભારાના તલભાગનાં આઠ, દશ, બાર, ચૌદ, સોલ, અઢાર, વીશ અથવા બાવીસ ભાગ કરવાં ॥ ૧૨ ॥

प्रासादनुं स्वरूप—

चउकूणा चउभद्दा सव्वे पासाय हुंति नियमेण ।
कूणस्सुभयदिसेहिं दलाइं पडिहोंति भद्दाइं ॥ १३ ॥

प्रासादनां अंग—

कूणं पडिरह य रहं भद्दं मुहभद्द मूलअंगाइं ।
नंदी कराणिक पल्लव तिलय तवंगाइ भूसणयं ॥ १७ ॥

ખૂણો, પ્રતિરથ, રથ, ભદ્ર અને મુખભદ્ર એ પ્રાસાદનાં અંગો છે। તથા નંદી, કર્ણિકા, પલ્લવ, તિલક અને તવંગ આદિ પ્રાસાદનાં આભૂષણ છે ॥ ૧૭ ॥

मंडोवरनुं स्वरूप—

खुर कुंभ कलस कइवलि मच्ची जंघा य छज्जि उरजंघा ।
भरणि सिरवट्टि छज्ज य वइराडु पहारु तेर थरा ॥ १८ ॥
इग तिय दिवड्ढु तिसु कमि पणसड्ढा इग दु दिवड्ढु दिवड्ढो अ ।
दो दिवड्ढु दिवड्ढु भाया पणवीसं तेर थरमाणं ॥ १९ ॥

ખુર, કુંભ, કલશ, કેવાલ, મંચી, જંઘા, છજ્જિ, ઉરજંઘા, ભરણી, શિરાવટી, છજ્જા વેરાડૂ અને પહારૂ એ મંડોવરના ઉદયના તેર થર છે। તેનું અનુક્રમે પ્રમાણ—એક, ત્રણ, દોઢ, દોઢ, દોઢ, સાડા પાંચ, એક, બે, દોઢ, દોઢ, બે, દોઢ અને દોઢ છે। અર્થાત્ પીઠની ઉપર ખુરાથી લઈ છાદ્યના અંત સુધી મંડોવરના ઉદયના પચીસ ભાગ કરવા, તેમાં પ્રથમ નીચેથી એક ભાગનો ખુરો, ત્રણ ભાગનો કુંભ, દોઢ ભાગનો કલશ, દોઢ ભાગનો કેવાલ, દોઢ ભાગની મંચી સાડા પાંચ ભાગની જંઘા, એક ભાગની છાજલી, બે ભાગની ઉરજંઘા, દોઢ ભાગની ભરણી, દોઢ ભાગની શિરાવટી, બે ભાગનું છજ્જું, દોઢ ભાગનું વેરાડુ અને દોઢ ભાગનું પહારૂ આ પ્રમાણે તેર થરોનું માન છે ॥ ૧૮ ॥ ૧૯ ॥



પ્રાસાદમંડનમાં નાગરાદિ ચાર પ્રકારના મંડોવરનું સ્વરૂપ કહ્યું છે તેમાં પ્રથમ નાગર જાતિના મંડોવરનું સ્વરૂપ--

" वेदवेदेन्दुभक्ते तु छाद्यान्तो पीठमस्तकात् ।
खुरकः पञ्चभाग स्याद् विंशतिः कुम्भकस्तथा ॥
कलशोऽष्टौ द्विसार्द्धं तु कर्त्तव्यमन्तरालकम् ।
कपोतिकाष्टौ मञ्ची च कर्त्तव्या नवभागिका ॥
त्रिंशत्पञ्चयुता जङ्घा तिथ्यंशा उद्गमो भवेत् ।
वसुभिर्भरणी कार्या दिग्भागैश्च शिरावटी ॥
अष्टांशोर्ध्वा कपोताली द्विसार्द्धमन्तरालकम् ।
छाद्यं त्रयोदशांशैश्च दशभागैर्विनिर्गमम् ॥ "

પ્રાસાદના પીઠની ઉપરથી છાદ્યના અંત્ય ભાગ સુધી મંડોવરના ઉદયના ૧૪૪ ભાગ કરવા, તેમાં પ્રથમ નીચેથી પાંચ ભાગનો ખુરો, વીસ ભાગનો કુંભ, આઠ ભાગનો કલશ, અઢી ભાગનો અંતરાળ ( અંતરપત્ર અથવા પુષ્પકંઠ ), આઠ ભાગની કપોતિકા ( કેવાળ ), નવ ભાગની મંચી, પાંત્રીસ ભાગની જંઘા છાજલી સાથે પંદર ભાગનો ઉદ્ગમ ( ઉરુજંઘા ) આઠ ભાગની ભરણી, દશ ભાગની શિરાવટી આઠ ભાગની કપોતાલિ ( કેવાળ ) અઢી ભાગનો પુષ્પકંઠ અને તેર ભાગનું છજ્જુ છાદ્ય સાથે છે। છજ્જાનો નિર્ગમ ( નીકાળો ) દશ ભાગ કરવો।

મેરુ જાતિના મંડોવરનું સ્વરૂપ--

" मेरुमंडोवरे मञ्ची भरण्यूर्ध्वेऽष्टभागिका ।
पञ्चविंशतिका जघा उद्गमश्च त्रयोदशः ॥
अष्टांशा भरणी शेष पूर्ववत् कल्पयेत् सुधीः । "

મેરુ જાતિના પ્રાસાદના મંડોવરમાં મંચી અને ભરણીની ઉપર શિરાવટી એ બન્ને આઠ આઠ ભાગની કરવી। જંઘા પચીસ ભાગની, ઉરુજંઘા તેર ભાગની અને ભરણી આઠ ભાગની કરવી। બાકીના થરોના ભાગ નાગર જાતિના મંડોવરની માફક જાણવા। મેરુજાતિના મંડોવરના કુલ ૧૨૯ ભાગ કરવા।

સામાન્ય મંડોવરનું સ્વરૂપ—

" सप्तभागा भवेन्मञ्ची कूटं छाद्यस्य मस्तके ॥
षोडशांशाः पुनर्जङ्घा भरणी सप्तभागिका ।

शिरावटी चतुर्भागा पदः स्यात् पञ्चभागिकः ॥
सूर्यांशैः कूटछाद्यं च सर्वकामफलप्रदम् ।
कुम्भकस्य युगांशेन स्थावराणां प्रवेशकम् ॥ "

સામાન્ય મંડોવરમાં મંચી સાત ભાગની કરવી । છાદ્યની ઉપર કુટ કરવા । જંઘા સોલ ભાગની, ભરણી સાત ભાગની, શિરાવટી ચાર ભાગની, કેવાળ પાંચ ભાગની અને છજ્જા બાર ભાગના કરવા । બાકીના થરોનું માન મેરૂ જાતિના અથવા નાગર જાતિના મંડોવરની માફક જાણવું । આ મંડોવર સર્વ ઇચ્છિત ફલને આપનારો છે ।

પ્રકારાન્તરે મંડોવરનું સ્વરૂપ—

" पीठतश्छाद्यपर्यन्तं सप्तविंशतिभाजितम् ।
द्वादशानां खुरादीनां भागसंख्या क्रमेण च ॥
स्यादेकवेदसार्द्धार्द्ध-सार्द्धसार्द्धाष्टभिस्त्रिभिः ।
सार्द्धसार्द्धार्द्धभागैश्च द्विसार्द्धमंशनिर्गमम् ॥ "

પ્રાસાદપીઠની ઉપરથી છાદ્યના અન્ત્ય ભાગ સુધી મંડોવરના ઉદયના સત્યાવીશ ભાગ કરવા, તેમાં ખુર આદિ બાર થરોની ભાગ સંખ્યા અનુક્રમે આ પ્રમાણે છે—ખુરો એક ભાગ કુંભ ચારભાગ, કલશ દોઢ ભાગ, પુષ્પકંઠ અર્દ્ધોભાગ, કેવાળ દોઢ ભાગ, મંચી દોઢ ભાગ, જંઘા આઠ ભાગ, ઉરૂજંઘા ત્રણ ભાગ, ભરણી દોઢ ભાગ, કેવાળ દોઢભાગ, પુષ્પકંઠ અર્દ્ધો ભાગ, અને છજ્જા અઢી ભાગ, આ પ્રમાણે કુલ ૨૭ ભાગ મંડોવર જાણવાં । છજ્જાનો નિર્ગમ એક ભાગ કરવો + ।

---

+ અમદાબાદ નિવાસી મિસ્ત્રી જગન્નાથ અંબારામ સોમપુરાએ બૃહત્શિલ્પ શાસ્ત્ર નામની એક અશુદ્ધ પુસ્તક છાપી છે, તેનાં પ્રથમ ભાગમાં સામાન્ય મંડોવર અને પ્રકારાન્તર મંડોવરનાં ભાગો મૂલ શ્લોક પ્રમાણે નથી । જેમકે—મૂલશ્લોકમાં " શિરાવટી ચતુર્ભાગા " છે, તેનો અર્થ મીસ્ત્રીજી ' ભાગ આઠની સરાવટી કરવી ' કરે છે । પ્રકારાન્તર એટલે બીજી જાતનો મંડોવર છે તેને મીસ્ત્રીજી પ્રાકૃત મડોવરનું નામ લખે છે. તેમાં ચાર ભાગનો કુમ્ભ અને એક ભાગનો ખુરો છે, તે ઠેકાણે મીસ્ત્રીજી ' કુમ્ભો ભાગ ચારનો કરવો તેમાં એક ભાગનો ખુરો કરવો ' લખે છે । જેથી તેમના હિસાબે ૨૬ ભાગ થાય છે, પોતે ભાષાંતરમાં પણ ૨૬ ભાગ જણાવે છે । ત્યારે મૂલશ્લોકમાં બાર થરોના ૨૭ ભાગ છે । મીસ્ત્રીજી નકશામાં તેર થર અને ૨૭ ભાગ લખે છે । ભાષાંતરમાં પોતે ' છાજુ ભાગ અઢીનું કરવું , લખે છે અને નકશામાં બે ભાગનું છાજુ બતાવે છે । આ પ્રમાણે પોતાના પુસ્તકમાં ઘણે ઠેકાણે ભુલો કરી છે, તેનાં સમાધાન માટે પત્ર દ્વારા પૂછાવ્યું પણ સંતોષદાયક ઉત્તર મળ્યો નહિ

તેર થરમાંથી કયો થર નહિ લેવો તેનો ખુલાસો ગ્રંથકાર કરતા નથી, પણ મે અનુભવી મીસ્ત્રી ને સાથે રાખી, પ્રાચીન મન્દિરો જોઈ અને અનુભવ કરી શિરાવટીનો થર કેટલાક પ્રાચીન મન્દિરોમાં જોવામાં આવ્યો નહિ, જેથી મે પણ શિરાવટીનો થર આપેલ નથી ।

प्रासाद गभारो अने भीतनुं मान--

**पासायस्स पमाणं गणिज्ज सह भित्तिकुंभगथराओ ।**
**तस्स य दस भागाओ दो दो भित्ती हि रसगब्भे ॥ २० ॥**

પ્રાસાદનું પ્રમાણુ ભીંતથી બહાર કુંભાના થર સુધી જાણવું । જે માન આવે તેનાં દશ ભાગ કરવાં, તેમાંથી બે બે ભાગની ભીત અને છ ભાગનો ગભારો કરવો ॥ ૨૦ ॥

વસુનન્દિ પ્રતિષ્ઠાસારમાં બીજી રીતે કહે છે—

" क्षेत्रमष्टपदं कृत्वा तत्र गर्भं चतुष्पदम् ।
द्विपदो भित्ति विस्तारः तत्समो जलपट्टकः ॥ "

પ્રાસાદના માનના આઠ ભાગ કરવાં, તેમાં ચાર ભાગનો ગભારો કરવો અને બે ભાગની ભીતો કરવી અને બે ભાગનો જલપટ કરવો ।

प्रासादना उदयनुं प्रमाण—

**इग दु ति चउ पण हत्थे पासाइ खुराउ जा पहारू थरो ।**
**नव सत्त पण ति एगं अंगुलजुत्तं कमेणुदयं ॥ २१ ॥**

એક હાથના વિસ્તારવાળા પ્રાસાદની ઉંચાઈ એક હાથ અને નવ આંગળ, બે હાથના વિસ્તારવાળા પ્રાસાદની ઉંચાઈ બે હાથ અને સાત આંગળ, ત્રણ હાથના વિસ્તારવાળા પ્રાસાદની ઉંચાઈ ત્રણ હાથ અને પાંચ આંગળ, ચાર હાથના વિસ્તારવાળા પ્રાસાદની ઉંચાઈ ચાર હાથ અને ત્રણ આંગળ, પાંચ હાથના વિસ્તારવાળા પ્રાસાદની ઉંચાઈ પાંચ હાથ અને એક આંગળ, આ પ્રમાણે ખુરાથી લઈ પહારૂ થર સુધી પ્રાસાદની ઉંચાઈ જાણવી ॥ ૨૧ ॥

પ્રાસાદમંડનમાં પણ કહ્યું છે કે--

" हस्तादिपञ्चपर्यन्तं विस्तारेणोदयः समः ।
स क्रमाद् नवसप्तेषु–रामचन्द्राङ्गुलाधिकम् ॥ "

એકથી પાંચ હાથ સુધીના વિસ્તારવાળા પ્રાસાદની ઉંચાઈ વિસ્તારની બરાબર કરવી, પણ તેમાં અનુક્રમે નવ, સાત, પાંચ, ત્રણ અને એક આંગળ વધારે કરવી ।

इच्चाइ खत्राणते पडिहत्थे चउदसंगुलविहीणा ।
इअ उदयमाण भणिय अओ य उड्ढ भवे सिहरं ॥ २२ ॥

પાચ હાથથી અધિક છથી પચાસ હાથ સુધીના વિસ્તારવાળા પ્રાસાદનો ઉદય કરવો હોય તો પ્રત્યેક હાથ ચૌદ ચૌદ આગળ કમ કરવો જોઇયે અર્થાત્ પાચ હાથથી અધિક વિસ્તારવાળા પ્રાસાદની ઉચાઈ કરવી હોય તો પ્રત્યેક હાથ દશ દશ આંગળની વૃદ્ધિ કરીને ઉચાઈ કરવી જેમકે—છ હાથના વિસ્તારવાળા પ્રાસાદની ઉંચાઈ ૫ હાથ અને ૧૧ આગળ, સાત હાથના વિસ્તારવાળા પ્રાસાદની ઉચાઈ ૫ હાથ અને ૨૧ આગળ, આઠ હાથના વિસ્તારવાળા પ્રાસાદની ઉચાઈ ૬ હાથ અને ૭ આગળ ઇત્યાદિ અનુક્રમે દશ દશ આગળ વધારતા પચાસ હાથના વિસ્તારવાળા પ્રાસાદની ઉંચાઈ ૨૩ હાથ અને ૧૯ આંગળ થાય છે। આ પ્રાસાદનુ ઉદયમાન કહ્યુ । તેની ઉપર શિખર કરવુ ॥ ૨૨ ॥

પ્રાસાદ મડનમા બીજા પ્રકારે કહે છે—

" पञ्चादिदशपर्यन्तं त्रिंशद्यावच्छतार्द्धकम् ।
हस्ते हस्ते क्रमाद् वृद्धि-र्मनुसूर्या नवाङ्गुला ॥ "

પાચથી દશ હાથ સુધીના વિસ્તારવાળા પ્રાસાદનો ઉદય કરવો હોય તો પ્રત્યેક હાથ ચૌદ ચૌદ આગળની, અગ્યારથી તીસ હાથ સુધીના વિસ્તારવાળા પ્રાસાદનો ઉદય કરવો હોય તો પ્રત્યેક હાથ બાર બાર આગળની અને એકત્રીશથી પચાસ હાથ સુધીના વિસ્તારવાળા પ્રાસાદનો ઉદય કરવો હોય તો પ્રત્યેક હાથ નવ નવ આગળની વૃદ્ધિ કરીને ઉદય કરવો ।

शिखरोंनी ऊचाई—

दुणु पाऊणु भूमजु नागरु सतिहाउ दिवड्ढु सप्पाउ ।
दाविडसिहरो दिवड्ढो सिरिवच्छो पऊणदुगो अ ॥ २३ ॥

પ્રાસાદના માનથી ભૂમજ જાતિના શિખરનો ઉદય બમણો અથવા પોણા બે ગુણો (૧॥ ), નાગર જાતિના શિખરનો ઉદય પ્રાસાદનો ત્રીજો ભાગ મેળવીને, દોઢો ( ૧॥ ) અથવા સવાયો (૧।) । દ્રાવિડ જાતિના શિખરનો ઉદય દોઢો ( ૧॥ ) અને શ્રીવત્સ શિખરનો ઉદય પોણા બે ગુણો ( ૧॥। ) કરવો ॥ ૨૩ ॥

शिखरनुं स्वरूप—




શિખરની ગોળાઈ કરવાનો પ્રકાર પ્રાસાદમંડનમાં બતાવે છે કે—'ચતુર્ગુણેન સૂત્રેણ સપાદઃ શિખરોદય:' અર્થાત્ રેખાના મૂળના વિસ્તારથી ચાર ગુણા સૂત્રને ભ્રમણ કરવાથી શિખરની ગોળાઈ કમલની પાંખડી જેવી સુન્દર બને છે। તે શિખરનો પ્રાસાદથી સવાયો ઉદય કરવાથી અધિક સુંદર થશે।

शिखरनी रचना—

छज्जउड उवरि तिहु दिसि रहियाजुअबिंब उवरि उरसिहरा।
कूणेहिं चारि कूडा दाहिण वामग्गि दु दु तिलया ॥ २४ ॥

છાજાની ઉપર ત્રણે દિશામાં રથિકામાં બિંબ રાખવા અને તેની ઉપર ઉરૂશૃંગ કરવા। ચારે ખૂણાની ઉપર ચાર કૂટ (ઈંડક) રાખવા, તેની જમણી અને ડાબી તરફ બે બે તિલક મૂકવાં ॥૨૪॥

उरसिहरकूडमज्झे सुमूलरेहा य उवरि चारिलया।
अंतरकूणेहिं रिसी आवलसारो अ तस्सुवरे ॥ २५ ॥

ઉરુશિખર અને ઇંડિકની મધ્યમા મૂલ રેખાની ઉપર ચાર લતાઓ કરવી । તે લતાની ઉપર ચારે ખુણે ચાર ઋષિ રાખવા અને એ ઋષિઓની ઉપર આમલસાર કલશ રાખવો ॥ ૨૫ ॥

आमलसार कलशनु सरूप--

* पडिरह-विकन्नमज्झे आमलसारस्स वित्थरद्धुदये ।
गीवंडयचंडिकामलसारिय पऊण सवा उ इक्किक्के ॥ २६ ॥




બન્ને રેખાની વચમા પ્રતિરથના વિસ્તાર જેટલો આમલસાર કલશનો વિસ્તાર કરવો અને વિસ્તારથી અરધો ઉદય કરવો । ઉદયના ચાર ભાગ કરવા, તેમા પોણા ભાગનો ગળો, સવા ભાગનો ઇંડક ( આમલસાર ના ગોળાનો ઉદય ) એક ભાગની ચંદ્રિકા અને એક ભાગની આમલસારિકા કરવી ॥ ૨૬ ॥

પ્રાસાદમંડનમાં પણ કહ્યુ છે કે—

" रथयोरुभयोर्मध्ये वृत्तमामलसारकम् ।
उच्छ्रयो विस्तरार्द्धेन चतुर्भागैर्विभाजित. ॥
ग्रीवा चामलसारस्तु पादोना च सपादकः ।
चन्द्रिका भागमानेन भागेनामलसारिका ॥ "

બન્ને ઉપરથના મધ્ય વિસ્તાર જેટલી આમલસાર કલશની ગોળાઈ કરવી, આમલસારના વિસ્તારથી અરધી ઉંચાઈ કરવી । તે ઉંચાઈના ચાર ભાગ કરવા, તેમા પોણા ભાગનો ગળો, સવા ભાગનો આમલસારના ગોળાનો ઉદય એક ભાગની ચંદ્રિકા અને એક ભાગની આમલસારિકા કરવી ।

---

* " पडिरह विकन्नमज्झे आमलसारस्स वित्थरो होइ ।
तस्सद्धेण य उदयो त मज्झे ठाण चत्तारि ॥
गीवंडयचंडिका आमलसारिय कमेण तब्भागा ।
पाऊणु सवाईउ इक्केको आमलसारस्स एस विहि ॥ ' इति पाठान्तरे ।

आमलसार कलशनी स्थापना विधि—

आमलसारयमज्झे चंदणखट्टासु सेयपट्टचुआ ।
तस्सुवरि कणयपुरिसं घयपूरतुओ य वरकलसो ॥ २७ ॥

આમલસાર કલશને શિખર ઉપર સ્થાપીને તેમાં રેશમની શય્યા સાથે ચંદનનો પલંગ રાખવો તેની ઉપર કનકપુરૂષ ( સોનાનો પ્રાસાદપુરૂષ ) રાખવો અને પાસે ઘીથી ભરેલો શ્રેષ્ઠ કલશ રાખવો। આ ક્રિયા શુભ દિવસે આમલસારને શિખર ઉપર ચડાવ્યા પછી કરવી ।

आमलसार कई चीजनो बनाववो—

पाहणकट्ठिट्टमओ जारिसु पासाउ तारिसो कलसो ।
जहसत्ति पइट्ठ पच्छा कणयमओ रयणजड़िओ अ ॥ २८ ॥

પત્થર, કાષ્ઠ અથવા ઈંટ તેમાંથી જે જે ચીજનો પ્રાસાદ બનેલો હોય, તે તે ચીજને આમલસાર કલશ કરવો જોઈયે। અર્થાત્ પ્રાસાદ પત્થરનો બનેલો હોય તો આમલસાર પણ પત્થરનો, લાકડાનો બનેલો હોય તો આમલસાર પણ લાકડાનો અને ઈંટનો બનેલો હોય તો આમલસાર પણ ઈંટનો કરવો જોઈયે । પરંતુ પ્રતિષ્ઠા થયા પછી પોતાની શક્તિ અનુસાર સોનાથી અથવા રત્નથી જડી શકાય છે ॥ ૨૮ ॥

शुकनाशनुं मान—

छज्जाउ जाव कंधं इगवीस विभाग करिवि तत्तो अ ।
नवआइ जाव तेरस दीहुदये हवइ सउणासो ॥ २९ ॥

છજ્જાથી શિખરના ખંધા સુધીની ઉંચાઈના એકવીશ ભાગ કરવા, તેમાંથી નવ, દશ અગ્યાર, બાર અથવા તેર ભાગ બરાબર ઉદયમાં શુકનાશ કરવો ॥ ૨૯ ॥

उदयद्धि विहिअ पिंडो पासायनिलाडतिकं च तिलउच्च ।
तस्सुवरि हवइ सीहो मंडपकलसोदयस्स समा ॥ ३० ॥

શુકનાશના ઉદયથી અરધો શુકનાશનો વિસ્તાર કરવો । આ શુકનાશને પ્રાસાદના લલાટત્રિકનું તિલક માનવામાં આવે છે। તેની ઉપર સિંહ રાખવો, તે મંડપના કલશના ઉદય બરોબર

રાખવો, અર્થાત્ મંડપના કલશની ઉંચાઈ શુકનાશના સિંહથી અધિક રાખવી નહિ ॥ ૩૦ ॥

સમરાંગણસૂત્રધારમાં પણ કહ્યું છે કે—

" शुकनासोच्छ्रितेरूर्ध्वं न कार्या मण्डपोच्छ्रितिः । "

શુકનાશની ઉંચાઈથી મંડપની ઉંચાઈ અધિક કરવી નહિ ।

પ્રાસાદમંડનમાં પણ કહે છે કે—

" शुकनाससमा घण्टा न्यूना श्रेष्ठा न चाधिका ॥ "

મંડપના કલશની ઉંચાઈ શુકનાસની બરાબર અથવા નીચી રાખવી તે શ્રેષ્ઠ છે અને અધિક રાખવી સારી નથી ।

मन्दिरना काममां काष्ठ कई जातना वापरवां—

सुहयं इग दारुमय पासायं कलस-दंड-मक्कडिअं ।
सुहकट्ठ सुदिट्ठ कीरं सीसिमखयरंजणं महुव ॥ ३१ ॥

પ્રાસાદ ( મંદિર ), કલશ, ધ્વજાદંડ અને મર્કટી ( ધ્વજાદંડની પાટલી ) એ સર્વે એકજ જાતિના લાકડાની બનાવવામાં આવે તો સુખકારક છે । સાગ, કેગર, શીશમ, ખેર, અંજન અને મહુડો એ વૃક્ષોના લાકડા પ્રાસાદ આદિ બનાવવાને શુભદાયક છે ॥ ૩૧ ॥

केवा प्रकारना मंदिर नहीं करवां—

नीरतलद्दलविभत्ती भद्दविणा चउरसं च पासायं ।
फंसायारं सिहरं करंति जे ते न नंदंति ॥ ३२ ॥

પાણીના તલ સુધી જે પ્રાસાદનું ખાત કરેલું હોય, એવો સમચોરસ પ્રાસાદ જો ભદ્ર રહિત હોય અથવા ફાંસીના આકારના શિખરવાળો પ્રાસાદ હોય એવો પ્રાસાદ જે કરાવે તે સુખપૂર્વક રહે નહિ ॥ ૩૨ ॥

कनकपुरुषनुं मान—

अद्धंगुलाइ कमसो पायंगुलवुड्ढिकणयपुरिसो अ ।
कीरइ धुव पासाए इगहत्थाई खत्राणंते ॥ ३३ ॥

એક હાથના વિસ્તારવાળા પ્રાસાદમાં કનકપુરૂષ અરધા આંગળનો કરવો। પછી પ્રત્યેક હાથ દીઠ પા પા આંગળનો અધિક મોટો કરવો। જેમકે—બે હાથના પ્રાસાદમાં પોણો આંગળ ત્રણ હાથના વિસ્તારવાળા પ્રાસાદમાં એક આંગળ, ચાર હાથના પ્રાસાદમાં સવા આંગળ, ઈત્યાદિ ક્રમે પચાસ હાથના વિસ્તારવાળા પ્રાસાદમાં પોણા તેર આંગળનો કનકપુરૂષ બનાવવો ॥૩૩॥

ધ્વજાદંડનું માન—

**इग हत्थे पासाए दंडं पउणंगुलं भवे पिंडं।**
**अद्धंगुलवुड्ढिकमे जाकरपन्नास कन्नुदए ॥ ३४ ॥**



એક હાથના વિસ્તારવાળા પ્રાસાદમાં ધ્વજાદંડની જાડાઈ પોણા આંગળની કરવી। પછી પ્રત્યેક હાથ દીઠ અરધા અરધા આંગળની વધારે જાડાઈ કરવી। જેમકે—બે હાથના વિસ્તારવાળા પ્રાસાદમાં સવા આંગળની, ત્રણ હાથના પ્રાસાદમાં પોણા બે આંગળની, ચાર હાથના પ્રાસાદમાં સવા બે આંગળની, પાંચ હાથના પ્રાસાદમાં પોણા ત્રણ આંગળની, ઈત્યાદિ અનુક્રમે પચાસ હાથના વિસ્તારવાળા પ્રાસાદમાં સવા પચીસ આંગળની જાડાઈનો ધ્વજાદંડ કરવો। કર્ણ (ખૂણા) ના ઉદય જેટલો લાંબો ધ્વજાદંડ કરવો ॥ ૩૪ ॥

પ્રાસાદમંડનમાં ધ્વજાદંડની જાડાઇનું માન બતાવે છે—

" एकहस्ते तु प्रासादे दण्डः पादोनमङ्गुलम्।
कुर्याद‌र्द्धाङ्गुला वृद्धि-र्यावत् पञ्चाशद्धस्तकम् ॥ "

એક હાથના વિસ્તારવાળા પ્રાસાદમાં પોણા આંગળનો જાડો ધ્વજાગરો કરવો। પછી પ્રત્યેક હાથ દીઠ અરધા અરધા આંગળની જાડાઈમાં વૃદ્ધિ કરવી, તે પચાસ હાથના વિસ્તારવાળા પ્રાસાદ સુધી કરવી।

ધ્વજાદંડની ઉંચાઇનુ માન—

" दण्डः कार्यस्तृतीयांशः शिलातः कलशावधिम् ।
मध्योऽष्टांशेन हीनांशो ज्येष्ठात् पादोनः कन्यसः ॥ "

ખુરશિલાથી શિખરના કલશ સુધીની ઉંચાઈના ત્રણ ભાગ કરવા। તેમાથી એક ભાગ જેટલો લાબો ધ્વજાદંડ કરવો, તે જ્યેષ્ઠમાનનો ધ્વજાદંડ થાય। જ્યેષ્ઠમાનનો આઠમો ભાગ જ્યેષ્ઠ માનમાથી ઘટાડીએ તો મધ્યમ માનનો અને ચોથો ભાગ ઘટાડીએ તો કનિષ્ઠમાનનો ધ્વજાદંડ થાય।

બીજા પ્રકારે ધ્વજાદંડની ઉંચાઇનુ માન—

" प्रासादव्यासमानेन दण्डो ज्येष्ठः प्रकीर्त्तितः ।
मध्यो हीनो दशांशेन पञ्चमांशेन कन्यसः ॥ "

પ્રાસાદના વિસ્તાર જેટલો લાબો ધ્વજાદંડ કરવો તે જ્યેષ્ઠમાનનો, જ્યેષ્ઠમાનનો દશમો ભાગ જ્યેષ્ઠમાનમાથી ઘટાડીને દંડની લબાઈ કરવામાં આવે તે મધ્યમમાનનો અને પાચમો ભાગ ઘટાડીને લબાઈ કરવામા આવે તે કનિષ્ઠમાનનો ધ્વજાદંડ કહેવાય। *

ધ્વજાદંડના પર્વ ( ખંડ ) અને ચૂડીની સખ્યા—

" पर्वभिर्विषमैः कार्यः समग्रंथी सुखावहः "

ધ્વજાદંડમા પર્વ ( ખંડ ) વિષમ સખ્યામા રાખવા અને ચૂડીઓ સમસંખ્યામા રાખવી, તે સુખકારક છે।

ધ્વજાદંડની પાટલીનુ માન—

" दण्डदैर्घ्यषडांशेन मर्कट्यर्द्धेन विस्तृता ।
अर्द्धचन्द्राकृतिः पार्श्वे घण्टोर्ध्वे कलशस्तथा ॥ "

દંડની લબાઈના છઠા ભાગ જેટલી લાબી મર્કટી ( પાટલી ) કરવી, તે લબાઇથી અરધી વિસ્તારમા કરવી। પાટલીના મુખભાગમા બે અર્દ્ધ ચદ્રનો આકાર કરવો। પાટલીના બન્ને પડખે

* સોમપુરાઓ ધ્વજાદંડના સાવનુ માપ જુદુ કરે છે, તેઓ કહે છે કે—'દંડ જેટલો બાહર દેખાય તેજ ઠીક ઉદય ગણાય અને સાવ છતે શિખરમા બેસાડેલ હોવાથી દેખાતુ નથી, જેથી તે ઉદયના માપમા ગણવામા આવતુ નથી।' આ યુક્તિ સગત છે, છતા તે સબધી અનુભવ કરવા ભલામણ છે।

ઘંટડીઓ લગાવવી અને મથાળે કલશ રાખવો। અર્દ્ધચંદ્રના આકારવાળો ભાગ પાટલીનું મુખ જાણવું। આ પાટલીનું મુખ અને પ્રાસાદનું મુખ એક દીશામાં રાખવું તથા પાટલીના મુખની પાછળના ભાગમાં ધ્વજા લગાવવી। પાટલીની જાડાઈ જણાવી નથી, પરંતુ પ્રાસાદમંડનની પ્રાચીન ભાષા ટીકામાં વીસ્તારથી અરધે ભાગે અથવા ત્રીજે ભાગે પાટલીની જાડાઇ જણાવે છે।

ध्वज नुं मान—

णिप्पन्ने वरसिहरे धयहीणसुरालयम्मि असुराठिई।
तेण धयं धुव कीरइ दंडसमा मुक्खसुक्खकरा ॥ ३५ ॥

સંપૂર્ણ બનેલા દેવમંદિરના સુંદર શિખર ઉપર ધ્વજા ન હોય તો તે દેવમંદિરમાં અસુરોનો નિવાસ થાય છે। તે માટે મોક્ષના સુખને આપનારી દંડની બરાબર લાંબી ધ્વજા અવશ્ય રાખવી જોઇયે ॥ ૩૫ ॥

પ્રાસાદમંડનમાં કહ્યું છે કે—

"ध्वजादण्डप्रमाणेन दैर्घ्याऽष्टांशेन विस्तरा।
नानावर्णा विचित्राद्या त्रिपञ्चाग्रा शिखोत्तमा ॥"

ધ્વજા દંડની લંબાઇ જેટલી લાંબી અને દંડના આઠમા ભાગ જેટલી પહોળી અનેક વર્ણોના વસ્ત્રોથી સુશોભિત કરવી। ત્રણ પાંચ આદિ એકી પાટની શિખાવાળી એવી ધ્વજા ઉત્તમ છે।

द्वारनुं प्रमाण—

पासायस्स दुवारं हत्थंपइ सोलसंगुलं उदए।
* जा हत्थ चउक्का हुंति तिग दुग वुड्ढि कमाडपन्नासं ॥३६॥

પ્રાસાદના દ્વારનો ઉદય એક હાથના વિસ્તારવાળા પ્રાસાદથી ચાર હાથના વિસ્તારવાળા પ્રાસાદ સુધી પ્રત્યેક હાથે સોળ સોળ આંગળની વૃદ્ધિ કરીને કરવો। જેમકે—એક હાથના પ્રાસાદના દ્વારનો ઉદય સોળ આંગળ, બે હાથના પ્રાસાદના દ્વારનો ઉદય બત્રીશ આંગળ, ત્રણ હાથના પ્રાસાદના દ્વારનો ઉદય અડતાલીશ આંગળ અને ચાર હાથના પ્રાસાદના દ્વારનો ઉદય ચોસઠ આંગળનો કરવો। પછી અનુક્રમે ત્રણ ત્રણ અને બે બે આંગળ વધારીને પચાસ હાથ સુધીના વિસ્તારવાળા પ્રાસાદના દ્વારનો ઉદય કરવો ॥ ૩૬ ॥

* 'नवपंचमवित्थारे अहवा पिहुलाउ दुगुदये।' इति पाठान्तरे।

પ્રાસાદમંડનમા નાગરાદિ પ્રાસાદના દ્વારનુ માન કહે છે—

" एकहस्ते तु प्रासादे द्वारं स्यात् षोडशाङ्गुलम् ।
षोडशाङ्गुलिका वृद्धि-र्यावद्धस्त चतुष्टयम् ॥
अष्टहस्तान्तकं यावद् दीर्घे वृद्धिर्गुणाङ्गुलम् ।
द्व्याङ्गुला प्रतिहस्तं च यावद्धस्तशतार्द्धकम् ॥
यानवाहनपर्यङ्क द्वार प्रासादसद्मनाम् ।
दैर्घ्यार्द्धेन पृथुत्वे स्याच्छोभनं तत्कलाधिकम् ॥"

એક હાથના વિસ્તારવાળા પ્રાસાદને સોળ આંગળ દ્વારનો ઉદય કરવો । પછી ચાર હાથ સુધી પ્રત્યેક હાથ સોળ સોળ આગળની વૃદ્ધિ, પાચથી આઠ હાથ સુધી ત્રણ ત્રણ આગળની વૃદ્ધિ, અને નવથી પચાસ હાથ સુધીના વિસ્તારવાળા પ્રાસાદને બે બે આગળની વૃદ્ધિ, કરીને દ્વારનો ઉદય કરવો। પાલખી, રથ, ગાડી, પલંગ, મંદિરનુ દ્વાર એ સર્વે લબાઈ થી અરધા વિસ્તારમા કરવા, જો વિસ્તારમા વધારવા હોય તો લંબાઈનો સોલમો ભાગ વધારવો।

उदयद्धिवित्थरं वारं आयदोसविसुद्धए ।
अंगुल सड्ढमद्ध वा * हाणि वुड्ढी न दूसए ॥ ३७ ॥

દ્વારના ઉદયથી દ્વારનો વિસ્તાર અરધો કરવો। દ્વારમા ધ્વજાદિક આયની શુદ્ધિને માટે દ્વારના ઉદયમા અરધા અથવા દોઢ આગળ કમ અથવા વધારે કરે તો દોષ નથી ॥ ૩૭ ॥

निल्लाडि वारउत्ते विंव साहेहि हिट्ठि पडिहारा ।
कूणेहिं अट्ठदिसिवइ जघा पडिरहइ पिक्खणयं ॥ ३८ ॥

દ્વારના લલાટ ભાગની ઉંચાઇમા મૂર્તિ રાખવી । દ્વારશાખમા નીચે ચોથે ભાગે પ્રતિહારી રાખવા। પ્રાસાદના ખૂણાઓમા દિગપાલોની મૂર્તિઓ અને મડોવરના જઘાના થરમા તથા પ્રતિરથમા નાટક કરતી પુતલીઓ રાખવી ॥ ૩૮ ॥

प्रासादना हिसाबे मूर्त्तिनु मान—

पासायतुरियभागप्पमाणविंव स उत्तम भणिय ।
रायट्टरयणविद्दुम-धाउमयजहिच्छ माणवरं ॥ ३९ ॥

* 'कुज्जा हिणं तद्धाहिय' पाठान्तरे ।

પ્રાસાદના વિસ્તારના ચોથા ભાગ જેટલી ઉંચાઈની મૂર્તિ હોય તો તે ઉત્તમ કહી છે। પરંતુ રાજપટ્ટ ( સ્ફટિક ), રત્ન, પ્રવાલા અથવા સોના આદિ ધાતુની મૂર્તિ તો પોતાની ઈચ્છાનુસાર માપની બનાવી શકાય ॥૬૯॥

વિવેકવિલાસમાં કહ્યું છે કે—

"प्रासादतुर्य भागस्य समाना प्रतिमा मता ।
उत्तमायकृते सा तु कार्यैकोनाधिकाङ्गुला ॥
अथवा स्वदशांशेन हीनस्याप्यधिकस्य वा ।
कार्या प्रासादपादस्य शिल्पिभिः प्रतिमा समा ॥"

પ્રાસાદના વિસ્તારના ચોથે ભાગે પ્રતિમા કરવી, તે ઉત્તમ લાભની પ્રાપ્તિ માટે છે, પરંતુ ચોથા ભાગમાં એક આંગળ કમ અથવા અધિક રાખવી જોઈએ। અથવા મૂર્તિનો દશમો ભાગ મૂર્તિમાં કમ અથવા અધિક કરીને તેટલા પ્રમાણની શિલ્પકાર મૂર્તિ બનાવે।

પ્રાસાદમંડનમાં કહ્યું છે કે—

"तृतीयांशेन गर्भस्य प्रासादे प्रतिमोत्तमा ।
मध्यमा स्वदशांशोना पञ्चांशोना कनीयसी ॥"

પ્રાસાદના ગર્ભના ત્રીજે ભાગે પ્રતિમાનું માન કરવું, તે જ્યેષ્ઠમાનની, જ્યેષ્ઠમાનની પ્રતિમાનો દશમો ભાગ ઘટાડીને પ્રતિમાનું માન કરવું તે મધ્યમમાનની અને પાંચમો ભાગ ઘટાડીને માન કરવું તે કનિષ્ઠમાનની મૂર્તિ જાણવી।

મંડનસૂત્રધારકૃત દેવતામૂર્તિપ્રકરણમાં પ્રાસાદના માનથી ઊભી મૂર્તિનું માન બતાવે છે—

"एकहस्ते तु प्रासादे मूर्त्तिरेकादशाङ्गुला ।
दशाङ्गुला ततो वृद्धिर्यावद्धस्तचतुष्टयम् ॥
द्व्यङ्गुला दशहस्तान्ता शतार्द्धान्ताऽङ्गुलस्य च ।
अतो त्रिंशदशांशोना मध्यमार्चा कनीयसी ॥"

એક હાથના વિસ્તારવાળા પ્રાસાદમાં અગ્યાર આંગળની ઊભી મૂર્તિ રાખવી, પછી ચાર હાથના વિસ્તારવાળા પ્રાસાદ સુધી દરેક હાથે દશ દશ આંગળની વૃદ્ધિ કરીને ઊભી મૂર્તિ કરવી। પછી પાંચ હાથથી દશ હાથ સુધીના વિસ્તારવાળા પ્રાસાદમાં પ્રત્યેક હાથ બેબે આંગળની વૃદ્ધિ કરીને અને અગ્યાર હાથથી પચાસ હાથ સુધીના વિસ્તારવાળા પ્રાસાદમાં પ્રત્યેક હાથ એક એક આંગળની વૃદ્ધિ કરીને ઊભી મૂર્તિ રાખવી તે જ્યેષ્ઠમાનની જાણવી ઉપર લખેલ પ્રમાણની

મૂર્તિમાથી મૂર્તિનો વીશમો ભાગ કમ કરીને તે પ્રમાણની મૂર્તિ બનાવે તો તે મધ્યમમાનની અને દશમો ભાગ કમ કરીને તે પ્રમાણની મૂર્તિ બનાવે તો તે કનિષ્ઠમાનની જાણવી ×।

પ્રાસાદના માનથી બેઠી મૂર્તિનુ માન—

" हस्तादेर्वेदहस्तान्ते षड्वृद्धिः स्यात् षडङ्गुला ।
तदूर्ध्वं दशहस्तान्ता त्र्यङ्गुला वृद्धिरिष्यते ॥
एकाङ्गुला भवेद् वृद्धिर्यावत् पञ्चाशद्धस्तकम् ।
विंशत्यैकाधिका ज्येष्ठा विंशत्योना कनीयसी ॥

એક હાથથી ચાર હાથ સુધીના પ્રાસાદમા પ્રત્યેક હાથ છ છ આગળની વૃદ્ધિ કરીને તે પ્રમાણની બેઠી મૂર્તિ કરવી। પછી પાચથી દશ હાથ સુધીના પ્રાસાદમા પ્રત્યેક હાથ ત્રણ ત્રણ આગળની વૃદ્ધિ કરીને તે પ્રમાણની મૂર્તિ રાખવી અને અગ્યાર હાથથી પચાસ હાથ સુધીના પ્રાસાદમા પ્રત્યેક હાથ એક એક આગળની વૃદ્ધિ કરીને તે પ્રમાણની મૂર્તિ કરવી +। તે પ્રમાણની મૂર્તિમા મૂર્તિનો એકવીશમો ભાગ વધારીને બનાવે તો જ્યેષ્ઠમાનની, અને એકવીશમો ભાગ ઘટાડીને બનાવે તો મધ્યમમાનની મૂર્તિ જાણવી। તથા વીશમો ભાગ ઘટાડીને બનાવે તો કનિષ્ઠમાનની મૂર્તિ જાણવી –।

× પ્રાસાદના હાથના પ્રમાણે ઊભી મૂર્તિનુ માન—

| પ્રાસાદના હાથ | મૂર્તિના આગળ | પ્રાસાદના હાથ | મૂર્તિના આગળ | |
|---|---|---|---|---|
| ૧ | ૧૧ | ૭ | ૪૭ | પછી પ્રત્યેક હાથ એક એક |
| ૨ | ૨૧ | ૮ | ૪૯ | આગળ વધારતા પચાસ |
| ૩ | ૩૧ | ૯ | ૫૧ | હાથના પ્રાસાદમા ૮૩ |
| ૪ | ૪૧ | ૧૦ | ૫૩ | આગળની ઊભી |
| ૫ | ૪૩ | ૧૧ | ૫૪ | મૂર્તિ રાખવી। |
| ૬ | ૪૫ | ૧૨ | ૫૫ | |

+ પ્રાસાદના હાથના પ્રમાણે બેઠી મૂર્તિનુ માન—

| પ્રાસાદના હાથ | મૂર્તિના આગળ | પ્રાસાદના હાથ | મૂર્તિના આગળ | |
|---|---|---|---|---|
| ૧ | ૬ | ૭ | ૩૩ | ઈત્યાદિ અનુક્રમે પ્રત્યેક |
| ૨ | ૧૨ | ૮ | ૩૬ | હાથ એક એક આગળ |
| ૩ | ૧૮ | ૯ | ૩૯ | વધારતા પચાસ હાથના |
| ૪ | ૨૪ | ૧૦ | ૪૨ | પ્રાસાદમા ૮૨ આગળની |
| ૫ | ૨૭ | ૧૧ | ૪૩ | બેઠી મૂર્તિ રાખવી। |
| ૬ | ૩૦ | ૧૨ | ૪૪ | |

– પં૦ ઉપેન્દ્રમોહન સાંખ્યતીર્થ સંસ્કૃત ટીકામા ૨૨ આગળની પ્રતિમા જ્યેષ્ઠા ૨૧ આગળની મધ્યમા અને ૨૦ આગળ કમની કનિષ્ઠા, એવો અર્થ કર્યો છે તે ઠીક નથી।

પ્રાસાદના દ્વારના હિસાબે મૂર્તિનું માન વસુનંદિકૃત પ્રતિષ્ઠાસારમાં કહે છે—

" द्वारस्याष्टांशहीनः स्यात् सपीठः प्रतिमोच्छ्रयः ।
तत्त्रिभागो भवेत् पीठं द्वौ भागौ प्रतिमोच्छ्रयः ॥ "

પ્રાસાદના દ્વારના આઠ ભાગ કરવા, તેમાં ઉપરનો આઠમો ભાગ ઘટાડીને બાકીના સાત ભાગ જેટલી પીઠિકા ( પબાસન ) સાથે પ્રતિમાની ઊંચાઈ કરવી જોઈએ। તે સાત ભાગના ત્રણ ભાગ કરવા, તેમાં એક ભાગનું પબાસન અને બે ભાગની મૂર્તિ કરવી, તે ઊભી મૂર્તિ જાણવી। બેઠી મૂર્તિ રાખવી હોય તો બે ભાગનું પબાસન અને એક ભાગની મૂર્તિ કરવી ।

પ્રતિમાનું દૃષ્ટિસ્થાન—

दसभायकयदुवारं उदुंबर-उत्तरंग-मज्झेण ।
पढमांसि सिवदिट्ठी बीए सिवसत्ति जाणेह ॥ ४० ॥

પ્રાસાદના મુખ્યદ્વારનો જે ઊંબરો અને ઓતરંગની વચમાના ઉદયના દશ ભાગ કરવાં, તેમાં નીચેના પ્રથમ ભાગમાં મહાદેવની દૃષ્ટિ રાખવી । બીજા ભાગમાં શિવશક્તિ ( પાર્વતી ) ની દૃષ્ટિ રાખવી ॥ ૪૦ ॥

सयणासुर-तईए लच्छीनारायणं चउत्थे अ ।
वाराहं पंचमए छट्ठंसे लेवचित्तस्स ॥ ४१ ॥

ત્રીજા ભાગમાં શેષશાયીની દૃષ્ટિ, ચોથા ભાગમાં લક્ષ્મીનારાયણની દૃષ્ટિ, પાંચમાં ભાગમાં વરાહ અવતારની દૃષ્ટિ, છઠ્ઠા ભાગમાં લેપ અને ચિત્રામની મૂર્તિની દૃષ્ટિ રાખવી ॥ ૪૧ ॥

सासणसुर सत्तमए सत्तमसत्तंसि वीयरागस्स ।
चंडिय-भइरव-अडंसे नवमिंदा छत्तचमरधरा ॥ ४२ ॥

સાતમાં ભાગમાં શાસનદેવ ( જીનેશ્વરદેવના યક્ષ અને યક્ષિણી ) ની દૃષ્ટિ, આ સાતમા ભાગના દશ ભાગ કરીને તેમાંના સાતમાં ભાગ ઉપર વીતરાગ (જિનેશ્વરદેવ) ની દૃષ્ટિ, આઠમાં ભાગમાં ચંડીદેવી અને ભૈરવની દૃષ્ટિ, નવમાં ભાગમાં છત્ર અને ચામર ધારણ કરવાવાળા દેવોની દૃષ્ટિ રાખવી ॥ ૪૨ ॥

दसमे भाए सुन्न जक्खा गंधव्वरक्खसा जेण ।
हिट्ठाउ कमि ठविज्जइ सयल सुराण च दिट्ठी अ ॥ ४३ ॥

ઉપરના દશમા ભાગમા કોઈ પણ દેવની દૃષ્ટિ રાખવી નહિ કારણ કે ત્યા યક્ષ, ગાંધર્વ અને રાક્ષસોની દૃષ્ટિ છે। સર્વે દેવોની દૃષ્ટિનુ સ્થાન દ્વારના નીચેના ભાગથી ગણવુ ॥ ૪૩ ॥

बीजा प्रकारे जिनेश्वरनु दृष्टिस्थान—

भागट्ठ भणतेगे सत्तमसत्तंसि दिट्ठि अरिहंता ।
गिह देवालु पुणेवं कीरइ जह होइ वुड्ढिकरं ॥ ४४ ॥

કેટલાક આચાર્યોનો મત છે કે—દ્વારના ઉદયના આઠ ભાગ કરવા, તેમા નીચેથી ગણતા જે ઉપરનો સાતમો ભાગ તેના ફરી આઠ ભાગ કરવા, તેનો સાતમો ભાગ ગજાંશ તેમા અરિહંતની દૃષ્ટિ રાખવી। અર્થાત્ દ્વારના ચોસઠ ભાગ કરીને પચાવનમા ભાગ ઉપર વીતરાગ દેવની દૃષ્ટિ રાખવી। આ પ્રમાણે ઘરદેરાસરમા પણ અરિહંતની દૃષ્ટિ રાખવી કે જેથી લક્ષ્મી આદિની વૃદ્ધિ થાય ॥ ૪૪ ॥

પ્રાસાદમંડનમા પણ કહ્યુ છે કે—

"आयभागे भजेद् द्वार-मष्टममूर्ध्वतस्त्यजेत् ।
सप्तमसप्तमे दृष्टिर्वृषे सिंहे ध्वजे शुभा ॥"

દ્વારની ઉંચાઈના આઠ ભાગ કરીને ઉપરનો આઠમો ભાગ છોડી દેવો, પછી ઉપરનો જે સાતમો ભાગ તેના ફરી આઠ ભાગ કરીને તેના સાતમા ભાગ ઉપર દૃષ્ટિ રાખવી। અથવા સાતમા ભાગના જે આઠ ભાગ કર્યા છે, તેમા વૃષ, સિંહ અથવા ધ્વજ આયને ઠેકાણે એટલે પાચમે ત્રીજે અથવા પહેલે ભાગે દૃષ્ટિ રાખવી।

દિ૦ વસુનન્દિકૃત પ્રતિષ્ઠાસારમા અન્ય પ્રકારે કહે છે—

"विभज्य नवधा द्वारं तत् षड्भागानधस्त्यजेत् ।
ऊर्ध्वद्वौ सप्तमं तद्वद् विभज्य स्थापयेद् दृशम् ॥"

દ્વારની ઉંચાઈના નવ ભાગ કરીને નીચેના છ ભાગ અને ઉપરના બે ભાગ છોડી દેવા, બાકી જે સાતમો ભાગ રહ્યો, તેના નવ ભાગ કરીને તેના સાતમા ભાગ ઉપર પ્રતિમાની દૃષ્ટિ રાખવી।

देवोनुं दृष्टिद्वार—




१—पहला प्रकारे देवोनी दृष्टिनु स्थान—

२—बीजा प्रकारे देवोनी दृष्टिनुं स्थान। आ प्रकार प्रायः सर्व आचार्यो ने अधिक माननीय छे।

દેવતામૂર્તિપ્રકરણમા દેવોની દૃષ્ટિનુ સ્થાન બતાવે છે—

" द्वारोदयोऽष्टधा कार्य एकैकांशोऽष्टधा पुनः ।
चतुःषष्टिविभागेषु विषमेषु शुभा दृशः ॥
त्रयोविंशतिपर्यन्त–मेकादि विषमांशके ।
स्थाप्या उदुम्बरादूर्ध्वं शिवलिङ्गानि धीमता ॥
पञ्चविंशे मुख लिङ्गं द्वेऽधिके जलशायिनः ।
धनदस्य द्व्याधिक्ये मातृणा तद्द्व्याधिके ॥
यू ( य ? ) क्षाणा दृक् त्रयस्त्रिंशे पञ्चत्रिंशे वराहदृक् ।
सप्तत्रिंश उमेशस्य बौद्धस्य तद्द्व्याधिके ॥
एकाधिचत्वारिंशे तु सावित्र्या ब्रह्मणो दृशः ।
दुर्वाससो द्व्याधिक्ये नारदागस्त्ययोरपि ॥
पञ्चवेदपदांशे तु लक्ष्मीनारायणस्य च ।
द्व्याधिक्ये विधेर्धातुः सरस्वत्या द्व्याधिके ॥
सारदांशे गणेशस्य द्व्यधिकेऽब्जासनस्य च ।
हरसिद्धिस्त्रिपञ्चाशे कर्त्तव्या सर्वकामदा ॥
ऊर्ध्वार्चादृष्टिसंस्थानं ब्रह्मविष्णुजिनार्कयः ।
पञ्चपञ्चाशद् भागे स्याद् रौद्री तस्माद् द्व्याधिके ॥
चण्ड्या एकोनपष्ठ्यंशे भैरवी तद्द्व्याधिके ।
वेतालस्य त्रिपष्ठ्यंशे पदं शून्यं तदूर्ध्वतः ॥ "

પ્રાસાદ દ્વારના ઉદયના આઠ ભાગ કરીને તે પ્રત્યેકના પણ આઠ આઠ ભાગ કરવા, જેથી દ્વારના ઉદયના ચોસઠ ભાગ થાય। તેમા વિષમ ભાગે એટલે એક, ત્રણ, પાચ, સાત ઈત્યાદિ એકી ભાગમા દેવોની દૃષ્ટિ રાખવી તે શુભ કારક છે। ઉંબરાની ઉપરથી એકથી ત્રેવીશ ભાગ સુધીમા શિવલિંગ સ્થાપન કરવુ અને પચીસમા ભાગમા શિવની દૃષ્ટિ રાખવી। ૨૭મા ભાગમા જલશાયીની, ૨૯ મા ભાગમા કુબેરની, ૩૧ મા ભાગમા સાત માતૃદેવીઓની, ૩૩ મા ભાગમા યક્ષોની, ૩૫ મા ભાગમા વરાહની, ૩૭ મા ભાગમા ઉમામહેશ્વરની, ૩૯ મા ભાગમા બુદ્ધની, ૪૧ મા ભાગમા સાવિત્રી સાથે બ્રહ્માની, ૪૩ મા ભાગમા દુર્વાસા, નારદ અને અગસ્ત્ય આદિ ઋષિઓની, ૪૫ મા ભાગમા લક્ષ્મીનારાયણની, ૪૭ મા ભાગમા વિધાતાની, ૪૯ મા ભાગમા સરસ્વતીની, સારદા ( પાર્વતી ) ના સ્કધ ભાગમા ગણેશની, ૫૧ મા ભાગમા કમલાસનની

૫૩ માં ભાગમાં હરસિદ્ધિઓની, ૫૫ માં ભાગમાં બ્રહ્મા વિષ્ણુ અને જિનેશ્વરની, ૫૭ માં ભાગમાં રૌદ્રી દેવીની, ૫૯ માં ભાગમાં ચંડીદેવીની, ૬૧ માં ભાગમાં ભૈરવીદેવીની, ૬૩ માં ભાગમાં વેતાલની દૃષ્ટિ રાખવી, તે સર્વ કાર્યની સિદ્ધિ કરવાવાળી છે। ૬૩ માં ભાગની ઉપર કોઈપણ દેવની દૃષ્ટિ રાખવી નહિ।

गर्भगृहमां देवोनी पद स्थापना—

गब्भगिहड्ढ–पणंसा जक्खा पढमंसि देवया बीए।
जिणकिण्हरवी तइए बंभु चउत्थे सिवं पणगे ॥ ४५ ॥

પ્રાસાદના ગર્ભારાનો જે અર્દ્ધ ભાગ તેના પાંચ ભાગ કરવાં, તેમાં પ્રથમ ભાગમાં યક્ષને, બીજા ભાગમાં દેવીને, ત્રીજા ભાગમાં જિન, કૃષ્ણ અને સૂર્યને, ચોથા ભાગમાં બ્રહ્માને અને પાંચમાં ભાગમાં શિવને સ્થાપન કરવા ॥ ૪૫ ॥

नहु गब्भे ठाविज्जइ लिंगं गब्भे चइज्ज नो कहवि।
तिलअद्धं तिलमित्तं ईसाणे किंपि आसरिओ ॥ ४६ ॥

શિવલિંગને ગર્ભ ભાગમાં સ્થાપવું નહિ, તેમજ ગર્ભભાગને છોડવો પણ નહિ, પરંતુ તલમાત્ર અથવા અર્દ્ધા તલમાત્ર ઈશાન ખૂણા તરફ રાખવું ॥ ૪૬ ॥

भींतनी लगोलग बिंब न स्थापवा विषे—

भित्तिसंलग्गबिंबं उत्तमपुरिसं च सव्वहा असुहं।
चित्तमयं नागायं हवंति एए सहावेण ॥ ४७ ॥

ભીતની સાથે લાગેલું દેવબિંબ અને ઉત્તમ પુરૂષોની મૂર્ત્તિ સર્વથા અશુભ માની છે। પરંતુ ચિતરેલી નાગ આદિ દેવોની મૂર્ત્તિ જે સ્વાભાવિક લાગેલી હોય તો તેનો દોષ નથી ॥ ૪૭ ॥

जगतीनुं स्वरूप—

जगई पासायंतरि रसगुणा पच्छा नवगुण पुरओ।
दाहिण-वामे तिउणा इअ भणिअं खित्तमज्झायं ॥ ४८ ॥

જગતી એટલે મંદિરની મર્યાદિત ભૂમિ અને પ્રાસાદનું અંતર પાછળના ભાગમાં પ્રાસાદથી છ ગણુ, આગળના ભાગમાં નવ ગણુ, જમણે તથા ડાબે પડખે ત્રણ ત્રણ ગણુ રાખવું । આ મંદિરની મર્યાદિત ભૂમિ છે ॥ ૪૮ ॥

પ્રાસાદમંડનમાં જગતીનું સ્વરૂપ વિસ્તારથી કહે છે—

"प्रासादनामधिष्ठानं जगती सा निगद्यते ।
यथा सिंहासनं राज्ञा प्रासादाना तथैव च ॥ १ ॥"

પ્રાસાદની જે મર્યાદિત ભૂમિ તેને જગતી કહે છે। જેમ રાજાનું સિંહાસન રાખવા માટે અમુક ભૂમિ મર્યાદિત રાખવામાં આવે છે, તેમ પ્રાસાદને માટે પણ સમજવું ॥ ૧ ॥

"चतुरस्रायतेऽष्टास्रा वृत्ता वृत्तायता तथा ।
जगती पञ्चधा प्रोक्ता प्रासादस्यानुरूपतः ॥ २ ॥"

સમચોરસ, લંબચોરસ, આઠ ખૂણાવાળી, ગોળ અને લંબગોળ એ પાંચ પ્રકારની જગતી છે । તેમાંથી પ્રાસાદ જેવા આકારનો હોય તેવા આકારની જગતી કરવી । જેમકે—સમચોરસ પ્રાસાદને સમચોરસ જગતી. લંબચોરસ પ્રાસાદને લંબચોરસ જગતી ઇત્યાદિ ક્રમે જાણવી ॥ ૨ ॥

"प्रासादपृथुमानाच्च त्रिगुणा च चतुर्गुणा ।
क्रमात् पञ्चगुणा प्रोक्ता ज्येष्ठा मध्या कनिष्ठका ॥ ३ ॥"

પ્રાસાદના વિસ્તારથી જગતી ત્રણ ગુણી, ચાર ગુણી અથવા પાંચ ગુણી કરવી। તેમાં ત્રિગુણી કનિષ્ઠમાનની, ચાર ગુણી મધ્યમમાનની, અને પાંચ ગુણી જ્યેષ્ઠમાનની જગતી જાણવી ॥ ૩ ॥

"कनिष्ठे कनिष्ठा ज्येष्ठे ज्येष्ठा मध्यमे मध्यमा ।
प्रासादे जगती कार्या स्वरूपा लक्षणान्विता ॥ ४ ॥"

કનિષ્ઠ માનના પ્રાસાદને કનિષ્ઠમાનની જગતી, જ્યેષ્ઠમાનના પ્રાસાદને જ્યેષ્ઠમાનની જગતી અને મધ્યમમાનના પ્રાસાદને મધ્યમમાનની જગતી, પ્રાસાદના લક્ષણ જેવી કરવી ॥ ૪ ॥

"रससप्तगुणाख्याता जिने पर्यायसंस्थिते ।
द्वारिकायां च कर्त्तव्या तथैव पुरुषत्रये ॥ ५ ॥"

ચ્યવન, જન્મ, દીક્ષા, કેવલ અને મોક્ષના સ્વરૂપવાળી દેવકુલિકા યુક્ત જિનના પ્રાસાદને છ અથવા સાત ગુણી જગતી કરવી। તે પ્રમાણે દ્વારિકા પ્રાસાદ અને ત્રિપુરુષ પ્રાસાદને જાણવી ॥ ૫ ॥

" मण्डपानुक्रमेणैव सपादांशेन सार्द्धतः ।
द्विगुणा वायता कार्या स्वहस्तायतनविधिः ॥ ६ ॥"

મંડપના અનુસારે મંડપના વિસ્તારથી સવાગુણી, ડોઢી, અથવા બમણા વિસ્તારની જગતી કરવી ॥ ૬ ॥

" त्रिद्व्येकभ्रमसंयुक्ता ज्येष्ठा मध्या कनिष्ठका ।
उच्छ्रायस्य त्रिभागेन भ्रमणीनां समुच्छ्रयः ॥ ७ ॥"

ત્રણ ભ્રમવાળી જયેષ્ઠા, બે ભ્રમવાળી મધ્યમા અને એક ભ્રમવાળી કનિષ્ઠા જગતી જાણવી । જગતીની ઊંચાઈના ત્રણ ભાગ કરીને તે પ્રત્યેક ભાગ જેટલી ભ્રમણીની ઊંચાઈ જાણવી ॥ ૭ ॥

" चतुष्कोणैस्तथा सूर्य-कोणैर्विंशतिकोणकैः ।
अष्टाविंशति-षट्त्रिंशत्-कोणैः स्वस्य प्रमाणतः ॥ ८ ॥"

ચાર ખૂણાવાળી, બાર ખૂણાવાળી, વીશ ખૂણાવાળી, અઠ્ઠાવીશ ખૂણાવાળી અથવા છત્રીશ ખૂણાવાળી જગતી કરવી ॥ ૮ ॥

જગતીની ઊંચાઈ—

" प्रासादार्द्धार्कहस्तान्ते त्र्यंशे द्वाविंशतिकरात् ।
द्वात्रिंशच्चतुर्थांशे भूतांशोच्च-शतार्द्धके ॥ ९ ॥"

પ્રાસાદનો વિસ્તાર એક હાથથી બાર હાથ સુધી હોય તો જગતીની ઊંચાઈ પ્રાસાદથી અરધી રાખવી, એટલે પ્રત્યેક હાથ બાર બાર આંગળ વધારીને કરવી । તેરથી બાવીસ હાથના વિસ્તારવાળા પ્રાસાદને ત્રીજે ભાગે ઊંચાઈ કરવી । તેવીશથી બત્રીશ હાથના વિસ્તારવાળા પ્રાસાદને ચોથે ભાગે ઊંચાઈ કરવી । તેત્રીશથી પચાસ હાથના વિસ્તારવાળા પ્રાસાદને પાંચમે ભાગે જગતી ઉંચી કરવી ॥ ૯ ॥

પ્રકારાન્તરે—

" एकहस्ते करेणैव सार्द्धद्व्यंशाश्चतुष्करे ।
सूर्यजैनशतार्द्धान्तं क्रमाद् द्वित्रियुगांशकैः ॥ १० ॥

એક હાથના વિસ્તારવાળા પ્રાસાદને એક હાથની ઉંચી જગતી, એથી ચાર હાથ સુધીના પ્રાસાદને અઢીમા ભાગની, પાંચથી બાર હાથ સુધીના પ્રાસાદને બીજે ભાગે,

તેરથી ચોવીસ હાથના પ્રાસાદને ત્રીજે ભાગે અને પચીસથી પચાસ હાથ સુધીના પ્રાસાદને ચોથે ભાગે જગતીની ઊંચાઈ કરવી ॥ ૧૦ ॥

જગતીની ઊંચાઈના થરો—

" तदुच्छ्रायं भजेत् प्राज्ञः त्वष्टाविंशतिभिः पदैः ।
त्रिपदो जाड्यकुम्भस्य द्विपदं कर्णिकं तथा ॥ ११ ॥
पद्मपत्रसमा युक्ता त्रिपदा सरपत्रिका ।
द्विपदं खुरकं कुर्यात् सप्तभागं च कुम्भकम् ॥ १२ ॥
कलशस्त्रिपदो प्रोक्तो भागेनान्तरपत्रकम् ।
कपोताली त्रिभागा च पुष्पकण्ठो युगांशकम् ॥ १३ ॥"

જગતીની ઊંચાઈના અઠ્યાવીશ ભાગ કરવા. તેમાં ત્રણ ભાગનો જાડ્યકુંભ, બે ભાગની કણી, પદ્મપત્ર સહિત ત્રણ ભાગની ગ્રાસપટ્ટી, બે ભાગનો ખુરો, સાત ભાગનો કુંભ, ત્રણ ભાગનો કલશ, એક ભાગનું અંતરપત્ર, ત્રણભાગનો કેવાળ અને ચાર ભાગનો પુષ્પકંઠ કરવો ॥ ૧૧ ॥ ૧૨, ૧૩ ॥

" पुष्पकाज्जाड्यकुम्भस्य निर्गमस्याष्टभिः पदैः ।
कर्णेषु च दिक्पालाः प्राच्यादिषु प्रदक्षिणे ॥ १४ ॥"

પુષ્પકંઠથી જાડ્યકુંભનો નિર્ગમ આઠ ભાગ કરવો, પૂર્વાદિ દિશાઓમાં સૃષ્ટિક્રમથી દિક્પાલોને જગતીના ખૂણામાં સ્થાપિત કરવા ॥ ૧૪ ॥

જગતીમાં ગઢ મંડપ આદિની રચના—

" प्राकारैर्मण्डिता कार्या चतुर्भिर्द्वारमण्डपैः ।
मकरैर्जलनिष्कासैः सोपान तोरणादिभिः ॥ १५ ॥"

જગતી કિલા ( ગઢ ) વડે સુશોભિત કરવી. * ગઢની ચારે દિશામાં એક એક દ્વાર મંડપ સહિત બનાવવા. પાણી નીકળવાને માટે મગરના મુખવાળી પરનાળીઓ રાખવી, દરવાજાની આગળ તોરણ અને પગથિયા કરવા ॥ ૧૫ ॥

* મીસ્ત્રી જગન્નાથ ભાઈએ પોતાના બૃહત્‌શિલ્પશાસ્ત્ર ભાગ ૧ લામાં જગતીનું સ્વરૂપ બતાવ્યું તે યથાર્થ નથી, પૃષ્ઠ ૧૫ માં જે જગતીનો નકશો બતાવ્યો છે તેની ભમતીમાં મંડપ બતાવ્યા છે તે તેમની ભૂલ થઈ છે। તેમજ મૂલ શ્લોકોના અર્થ પણ અશુદ્ધ કર્યા છે।

जगतीना उदयनुं स्वरूप—

जगतीनी चारे बाजू देवकुलिका न करवी होय तो गढ जरूर करवो जोइये।



" मण्डपाग्रे प्रतोल्यग्रे सोपाने सुण्डिकाकृतिः ।
तोरणं कारयेत् तस्य पटपदानुसारतः ॥ १६ ॥"

બલાણક ( મંડપ ) ના દ્વારની આગળ પગથિયા અને બન્ને તરફ હાથીની આકૃતિ કરવી, દરવાજાની આગળ સ્તંભ તોરણ કરે તે મધ્ય પદના અનુસારે કરે ॥ ૧૬ ॥

" तोरणस्योभयौ स्तम्भौ निस्तृतौ गर्भमानतः ।
भित्तिगर्भप्रमाणेन तयोर्मध्येऽथवा भवेत् ॥ १७ ॥"

તોરણના બન્ને સ્તંભોનો મધ્ય વિસ્તાર ગર્ભગૃહ પ્રમાણે રાખવો, બલાણક ( દ્વાર મંડપ ) ની ભીંત ગર્ભગૃહની ભીંત પ્રમાણે કરવી, તે બન્નેની મધ્યમાં તોરણ સ્તંભ કરવા ॥ ૧૭ ॥

" वेदिका पीठरूपैश्च शोभाभिर्बहुभिर्युतम् ।
विचित्रं तोरण कुर्याद् दोलादेवस्य तत्र च ॥ १८ ॥"

દ્વારમંડપની પીઠ પ્રાસાદના પીઠ જેવી કરવી, તે રૂપો વડે ઘણી સુશોભિત કરવી । મંડપમાં દેવના હિંડોળા તોરણ આદિ અનેક પ્રકારના તોરણો કરવા ॥ ૧૮ ॥

प्रासादनी सामे मंडप आदिनो क्रम—

पासायकमलअग्गे गूढक्खयमंडव तओ छक्क ।
पूण रंगमंडव तह तोरणसबलाणमंडवयं ॥ ४९ ॥

પ્રાસાદકમલ ( ગભારા ) ની આગળ ગૂઢ મંડપ, ગૂઢ મંડપની આગળ છ ચોકી, છ ચોકીની આગળ રંગમંડપ અને રંગમંડપની આગળ તોરણ યુક્ત બલાણક ( દરવાજાની ઉપરનો મંડપ ) આ પ્રમાણે મંડપનો ક્રમ જાણવો ॥ ૪૯ ॥

પ્રાસાદમંડનમાં પણ કહ્યું છે કે—

" गूढास्त्रिकस्तथा नृत्य क्रमेण मण्डपास्त्रयम् ।
जिनस्याग्रे प्रकर्त्तव्याः सर्वेषा तु बलानकम् ॥"

જિનભગવાનના પ્રાસાદની આગળના ભાગમાં ગૂઢમંડપ, તેની આગળ ત્રણ ત્રિક ( નવચોકી ) અને તેની આગળ નૃત્યમંડપ ( રંગમંડપ ) એ ત્રણ મંડપ અનુક્રમે કરવા, તેની આગળ બલાણક સર્વ દેવોના મંદિરોમાં કરવો ।




मंदिरना तळ भाग नुं स्वरूप—

मदिरना उदयनु स्वरूप—



दाहिणवामदिसेहिं सोहामंडपगउक्खजुअसाला ।
गीयं नट्टविणोयं गंधव्वा जत्थ पकुणंति ॥ ५० ॥

પ્રાસાદની જમણી અને ડાબી તરફ શોભામંડપ અને ગવાક્ષવાળી શાળા બનાવવી, જેમાં ગાંધર્વદેવ ગીત, નૃત્ય અને વિનોદ કરતા હોય ॥ ૫૦ ॥

मंडपनुं मान—

पासायसमं बिउणं दिउड्ढयं पऊणदूण वित्थारो ।
सोवाण[1] ति पण उदए चउदए चउकीओ मंडवा हुंति ॥५१॥

પ્રાસાદના વિસ્તારની બરાબર માપનો તથા બમણા, ડોઢા અથવા પોણા બેગુણા માપનો મંડપ કરવો જોઈએ । મંડપનાં ઉદયનાં પગથિઆ ત્રણ અથવા પાંચ કરવાં । મંડપમાં ચોકિઓ બનાવવી ॥ ૫૧ ॥

स्तंभनो उदय तथा तेना थरोनुं मान—

कुंभी-थंभ-भरण-सिर-पट्टं इग-पंच-पऊण-सप्पायं ।
इग इअ नव भाय कमे मंडववट्टाउ अद्धुदए ॥ ५२ ॥

મંડપની ગોળાઈના અરધે ભાગે સ્તંભનો ઉદય કરવો। જે ઉદય આવે તેનાં નવ ભાગ કરવાં, તેમાં એક ભાગની કુંભી, પાંચ ભાગનો સ્તંભ, પોણા ભાગની ભરણી, સવા ભાગની શિરાવટી અને એક ભાગનો પાટ કરવો ॥ ૫૨ ॥

ध्वजादंडनी पाटली, कलश स्तंभ अने बारशाखनो विस्तार—

पासाय-अट्ठमंसे पिंडं मक्कडिअ-कलस-थंभस्स ।
दसमंसि बारसाहा सपडिग्घउ कलसु पउणदूणुदये[2] ॥५३॥

પ્રાસાદના વિસ્તારના આઠમે ભાગે ધ્વજાદંડની પાટલીનો, કલશનો અને સ્તંભનો વિસ્તાર કરવો । તથા પ્રાસાદના દશમે ભાગે દ્વારશાખાનો વિસ્તાર કરવો। કલશના વિસ્તારથી કલશનો ઉદય પોણા બેગુણો કરવો ॥ ૧૩ ॥

---

१ सोवाणतिन्नि उदए ' २ ' दिवड्ढुदए ' इति पाठान्तरे ।

કલશનો ઉદય પ્રાસાદમંડનમાં બતાવે છે—

" ग्रीवापीठं भवेद् भागं त्रिभागेनाण्डकं तथा ।
कर्णिका भागतुल्येन त्रिभागं बीजपूरकम् ॥ "



કલશના ગળાનો તથા પીઠનો ઉદય એક એક ભાગ, અંડક એટલે કલશના મધ્ય ભાગનો ઉદય ત્રણ ભાગ, કર્ણિકાનો ઉદય એક ભાગ અને બીજોરાનો ઉદય ત્રણ ભાગ કરવો, જુમલે નવ ભાગ કલશના ઉદયના કરવાં ।

નાલીનું માન—

जलनालियाउ फरिसं करंतरे चउ जवा कमेणुच्चं ।
जगई अ भित्तिउदए छज्जइ समचउदिसैहिं पि ॥ ५४ ॥

એક હાથના વિસ્તારવાળા પ્રાસાદને પાણી નીકળવાની નાળીનો ઉદય ચાર જવ એટલે અરધો આંગળ કરવો, પછી પ્રત્યેક હાથ દીઠ અરધા અરધા આંગળની વૃદ્ધિ કરતા જવું । જગતીની અને મંડોવરના ઉદયમાં છજ્જાની ઉપર ચારે દિશાઓમાં પાણી નીકળવાની નાળીઓ કરવી ॥ ૫૪ ॥

પ્રાસાદ મંડનમાં કહે છે કે—

" पूर्वापरमुखे द्वारे प्रणालं शुभमुत्तरे ।
इति शास्त्रविचारोऽय–मुत्तरास्या नु देवता ॥
मण्डपे ये स्थिता देवा–स्तेषां वामे च दक्षिणे ।
प्रणालं कारयेद् धीमान् जगत्यां चतुरो दिशः ॥

પૂર્વ અને પશ્ચિમ દિશાનાં દ્વારવાળા પ્રાસાદને ઉત્તરદિશા તરફ પાણી નીકળવાની નાળી કરવી, તે મગરના મુખવાળી કરવી । ઉત્તર દિશાના મુખવાળા દેવોના પ્રક્ષાલનનું પાણી નીકળવાની નાળી ડાબી તથા જમણી તરફ રાખવી । મંડપમાં જે દેવ પ્રતિષ્ઠિત હોય તેની જમણી કે ડાબી તરફ અને જગતીની ચારે દિશામાં બુદ્ધિમાન્ લોગ નાળી કરે ।

कई कई वस्तुओ समसूत्रमा राखवी—

आडपट्टस्स हिट्ठं छज्जइ -हिट्ठ च सव्वसुत्तेग ।
उदुवर सम कुभि अ थंभ समा थभ जाणेह ॥५५॥

પાટની નીચે અને છજ્જાની નીચે દરેક વસ્તુઓ બરાબર સમસૂત્રમા રાખવી । ઉંબરાની બરોબર કુંભી અને સ્તમ્ભની બરાબર દરેક સ્તમ્ભ રાખવા જોઇએ ॥ ૫૫ ॥

શાખાનુ સ્વરૂપ પ્રાસાદમંડનમા બતાવે છે કે—

" त्रिपञ्चसप्तनन्दाङ्के शाखा स्युरङ्गतुल्यकाः ।
हीनशाख न कर्त्तव्य-मधिकाढ्यं सुखावहम् ॥ "

ત્રણ, પાંચ, સાત અથવા નવ અંગવાળો પ્રાસાદ થાય છે, તેમા જેટલા અંગનો પ્રાસાદ હોય, તેટલી શાખાવાળુ દ્વાર તે પ્રાસાદને કરવુ । પરંતુ પ્રાસાદના અંગથી કમ શાખાવાળુ દ્વાર તો નજ કરવુ । અર્થાત્ પાંચ અંગવાળા પ્રાસાદને ત્રણ શાખાવાળુ દ્વાર ન કરવુ, સમાન શાખાવાળુ અથવા અધિક શાખાવાળુ દ્વાર કરવુ તે સુખકારક છે ।

ત્રિશાખા—

" चतुर्भागान्वितं कुर्याच्छाखाविस्तारमानकम् ।
मध्ये द्विभागिक कुर्यात् स्तम्भ पुरुषसञ्ज्ञकम् ॥ "

ત્રિશાખાના વિસ્તારના ચાર ભાગ કરવા, તેમા એક એક ભાગની બે બાજુ શાખા કરવી અને મધ્યમા બે ભાગનો રૂપસ્તમ્ભ કરવો । તે સ્તમ્ભ પુલ્લિંગસંજ્ઞક છે ।

" स्त्रीसञ्ज्ञका भवच्छाखा पार्श्वतो भागभागिका ।
निर्गमे चैकभागेन रूपस्तम्भः प्रशस्यते ॥"

શાખા સ્ત્રીસંજ્ઞક છે, તે સ્તમ્ભની બન્ને બાજુ એક એક ભાગની કરવી । રૂપસ્તમ્ભનો નિર્ગમ એક ભાગનો કરવો ।

" एकांशं सार्द्धभाग च पादोनद्वयमेव च ।
द्विभाग निर्गम कुर्यात् स्तम्भ द्रव्यानुसारतः ॥ "

તે રૂપસ્તમ્ભ એક, દોઢ, પોણા બે અથવા બે ભાગનો નીકળતો કરવો, તે જેમ દ્રવ્યની સગવડતા હોય તે પ્રમાણે કરવો ।

" पेट ( द्य ? ) काविस्तरं कुर्यात् प्रवेशस्य युगांशकम् ।
कोणिकां स्तम्भमध्ये तु भूषणार्थं हि पार्श्वयोः ॥ "

દ્વારના વિસ્તારના ચોથે ભાગે શાખાનો વિસ્તાર કરવો, સ્તમ્ભ અને શાખામાં કોણીઓ કરવી, તેમાં ચંપાના ફૂલની આકૃતિઓ ( ચંપાછડી ) કરવી તે શોભાને માટે છે ।

" द्वारदैर्घ्य–चतुर्थांशो द्वारपालो विधीयते ।
स्तम्भशाखादिकं शेषं त्रिशाखे च विभाजयेत् ॥ "

દરવાજાની ઉંચાઇના ચાર ભાગ કરવા, તેમાં એક ભાગના ઉદયમાં દ્વારપાલ કરવાં અને બાકીના ત્રણ ભાગ ઉદયમાં સ્તમ્ભ અને શાખાઓ કરવી ।

પંચશાખા—

" पत्रशाखा च गान्धर्वा रूपस्तम्भस्तृतीयकः ।
चतुर्थी खल्वशाखा च सिंहशाखा च पञ्चमी ॥ "

શાખાના વિસ્તારના છ ભાગ કરવાં, તેમાં મધ્યનો રૂપસ્તમ્ભ બે ભાગનો કરવો અને તેની બન્ને પડખે એક એક ભાગની ચાર શાખાઓ કરવી । શાખાના નામ—પ્રથમ પત્રશાખા, બીજી ગાંધર્વશાખા ત્રીજો રૂપસ્તમ્ભ, ચોથી ખલ્વશાખા અને પાંચમી સિંહશાખા જાણવી ।

સપ્તશાખા—

" प्रथमा पत्रशाखा च गान्धर्वा रूपशाखिका ।
चतुर्थी स्तम्भशाखा च रूपशाखा च पञ्चमी ॥ "
षष्ठी तु खल्वशाखा च सिंहशाखा च सप्तमी ।
स्तम्भशाखा भवेन्मध्ये रूपशाखाग्रस्तत्रतः ॥

શાખાના વિસ્તારના આઠ ભાગ કરવાં, તેમાં મધ્યનો રૂપસ્તંભ બે ભાગનો કરવો અને તેની બન્ને પડખે એક એક ભાગની છ શાખાઓ કરવી । તેનાં નામ—પ્રથમ પત્રશાખા, બીજી

ગાધર્વશાખા, ત્રીજી રૂપશાખા, ચોથી રૂપસ્તંભશાખા, પાચમી રૂપશાખા, છઠી ખલ્વશાખા અને સાતમી સિંહશાખા જાણવી ।

નવશાખા—

" पत्रगान्धर्वसञ्ज्ञा च रूपस्तम्भस्तृतीयकः ।
चतुर्थी खल्वशाखा च गान्धर्वा त्वथ पञ्चमी ॥
रूपस्तम्भस्तथा षष्ठो रूपशाखा ततः परम् ।
खल्वशाखा च सिंहाख्यो मूलकर्णेन समन्वितः ॥ "

પ્રથમ પત્રશાખા, બીજી ગાધર્વશાખા, ત્રીજી રૂપસ્તંભશાખા, ચોથી ખલ્વશાખા, પાચમી ગાધર્વશાખા, છઠી રૂપસ્તંભશાખા, સાતમી રૂપશાખા, આઠમી ખલ્વશાખા, અને નવમી સિંહશાખા છે । નવ શાખામા બે રૂપસ્તંભ આવે છે જેથી તે બે બે ભાગના અને શાખાઓ એક એક ભાગની કરવાથી કુલ શાખાના વિસ્તારના અગ્યાર ભાગ થાય । પરંતુ પરિમાણ મંજરીમા દશ ભાગ લખ્યા છે જેમકે—' दशभागा यथा तासां शाखाश्चैव तथा नव ' અર્થાત્ નવ શાખાના દશ ભાગ કરવા, મધ્યનો રૂપસ્તંભ બે ભાગનો અને બાકીની શાખાઓ એક એક ભાગની કરવાનુ જણાવે છે ।

ઉંબરાનુ માન—

" मूलकर्णस्य सूत्रेण कुम्भेनोदुम्बरः समः ।
तदधः पञ्चरत्नानि स्थापयेच्छिल्पिपूजया ॥ "

મૂલરેખાના સૂત્રમા કુંભાની બરોબર ઉંબરો કરવો । ઉંબરાને સ્થાપન કરતી વખતે તેની નીચે પાચ રત્ન મૂકવા અને શિલ્પિઓનુ સન્માન કરવુ ।

" द्वारव्यासत्रिभागेन मध्ये मन्दारको भवेत् ।
वृत्तं मन्दारकं कुर्याद् मृणालपत्रसंयुतम् ॥

બારણાની પહોળાઈના ત્રણ * ભાગ કરવા, તેમાં એક ભાગનો મધ્યે મંદારક (માણુ) કરવો, તે મંદારક ગોળ અને કમલપત્ર સહિત કરવો ।

* બૃહત્ શિલ્પશાસ્ત્ર ભાગ ૧ મા ભાષાંતર કરનારે ચાર ભાગ જણાવ્યા છે નગ્શામા પણ તેમજ છે તે તેમની ભૂલ થઈ જણાય છે ।

" जाड्यकुम्भकर्णाली च कीर्तिवक्त्रद्वयं तथा ।
उदुम्बरस्य पार्श्वे च शाखायास्तलरूपकम् ॥ "

ઉંબરાના ઉદયને જાડ્યકુંભ, કણી અને કેવાળનો કણપીઠ કરવો । મંદારકની બન્ને પડખે એક એક ભાગનાં કીર્ત્તિમુખ ( ગ્રાસમુખ ) કરવાં । તથા ઉંબરાની બન્ને પડખે તલકડા માને શાખાના તલ ઉંબરાના મથાળા બરોબર કરવાં ।

" कुम्भस्यार्द्धे त्रिभागे वा पादे हीनोऽप्युदुम्बरः ।
तदर्द्धं कर्णकं मध्ये पीठान्ते बाह्यभूमिका । "

ઉંબરાનો ઉદય કુંભાના ઉદયથી અરધે ભાગે અથવા ત્રીજે ભાગે ( કુંભાના ઉદયના ત્રણ ભાગ કરી તેમાંથી એક ભાગ ) અથવા ચોથે ભાગે ( કુંભાના ઉદયના ચાર ભાગ કરી તેમાંથી એક ભાગ ) નીચો કરવો ।

શંખાવટીનું માન—

" खुरकेन समां कुर्यात् तदर्धचन्द्रस्योच्छ्रितिम् ।
द्वारव्याससमं दैर्घ्यं निर्गमं च तदर्द्धतः ॥ "

ખુરાના ઉદયની બરાબર શંખાવટીનો ઉદય કરવો, શંખાવટીની લંબાઈ બારણાના વિસ્તાર જેટલી કરવી અને લંબાઈથી અરધી પહોળી નીકળતી કરવી ।

" द्विभागमर्द्धचन्द्रं च भागेन द्वौ गगारकौ ।
शङ्खपत्रसमा युक्ता पद्माकारैरलङ्कृता ॥ "

શંખાવટીની લંબાઈના ત્રણ ભાગ કરવાં, તેમાં બે ભાગનો વચમાં અર્દ્ધચંદ્ર કરવો અને એક ભાગના બે એટલે અરધો અરધો ભાગના અર્દ્ધચન્દ્રની બન્ને બાજુ એક એક ગગારા કરવાં । ગગારા અને અર્દ્ધચન્દ્રની વચમાં શંખ અને વેલ સહિત કમલપુષ્પ કરવાં ।

चोवीस जिनालयनो क्रम—

अग्गे दाहिण-वामे अट्ठट्ठजिणिंदगेह चउवीसं ।
मूलसिलागाउ इमं पकीरए जगइ मज्झम्मि ॥ ५६ ॥

